# अंबीकाख्यान.


પ્રસિદ્ધ કરનાર

વરજભાઈ વાઘજીભાઇ પટેલ.

પ્રમાદ, બોધમાળા વિગરેના કર્ત્તા.

તથા

મોતીભાઈ ભીખાભાઈ પટેલ.

શ્રી ભાદરણ.



અમદાવાદ

કારંજામાં "ગુજરાત ગેઝેટ પ્રેસ"માં

પંડ્યા છગનલાલ ગીરધરલાલે છાપ્યું.

સંવત ૧૯૪૪ —— સન ૧૮૮૮.

કિમ્મત રૂ૦-૨-૦

# अर्पण पत्रिका.

## રા. રા. લક્ષ્મણરાવ રાવજી તાવડે.

ફોજદારસાહેબ                હાલ મુ. વડનગર.

આપની અપાર ઉદાર બુદ્ધિથી તથા પ્રજા કલ્યાણ પર પ્રીતિથી સંપૂર્ણ સ્નેહવડે આ પુસ્તક આપને અર્પણ કરૂં છું.

### શાલ વિર્દૂક્રિડિત છંદ

જેણે બંધ કરી સહી સકળને, પાણી યમૂના જતી;
તેવો નાગજ નાથ વાધઇ ગયા, પાતાળ રાધાપતી;
કાળી નાગ પછી કર્યો વશ પ્રભુ! કીર્તી ઘણી મેળવી,
તેની માફક આપ કીર્તિ વધજો, જે જે ઘટે બોલવી ૧
સૂર્યે વ્યાકુળ માનવી ઝપટતે, તર્ષાથિ પીડાયરે.
લોહે લોહ શરીરમાં પ્રગટિ છે, તર્ષા ન વેઠાયરે,
પીધું વારિજ આવિ લક્ષ્મણકુવે, ઠંડી પડી લોહ જે
તેવું લક્ષ્મણરાવનું મન સદા, હે તૂં વિભૂ ઠારજે; ૨



રા. રા. બાળકૃષ્ણરાવ ગણેશ નાયબ ફોજદાર સાહેબ.
"ભાદરણ" આપની ગુણ ગ્રાહક બુદ્ધિથી આપનું
નામ પણ આ પુસ્તકની સાથે જોડવાને આ-
પનો આભારી કર્તા આજ્ઞા લે છે.

३३५२

## સુચના.

મારા આર્યભાઇઓ? ! પ્રથમ આ (ભાદરણ) ગામથી એક ગાઉને છેટે પદમ પૂર કરી મોટું શેહેર હતું; અને તેમાં રાક્ષસ લોકોની વસ્તી હતી, તે પૈકી ને શેહેરમાં ભદ્રાસૂર અને અધાસૂર કરી બે દૈત્ય ભ્રાત માહા બળીયા હતા; અને તેમને માહાદેવજીનું એવું વરદાન હતું કે, તે બંન્ને ભ્રાત કોઇ પણ પુરૂષથી કે દેવથી ન મરે,—હવે તે બંન્ને ભ્રાતે તમામ દેવ લોકોને હરાવ્યા. તેથી દેવ લોકે ઉમાયની આરાધના કરી ત્યારે તેમાંથી બેરૂપ પ્રગટ થયાં કે—ભદ્રાસૂરને મારવા ભદ્રકાળી; અને અધાસૂરને મારવા અંબાજી પછી બંન્ને માતાઓ પદમપુરમાં આવ્યાં. આ વખત અધાસૂર ભોંયમાં ખાડ ખોદીને રેહેતો હતો, ત્યાં અંબાજીએ જઇ તેને મારી હરાવ્યો. અને ભદ્રકાળીએ ભદ્રાસૂરને મારી હરાવ્યો. તેથી તમામ દેવ લોક ખુશી થઇ ઈંદ્ર સહિત આવી બંન્ને માતાઓની સ્થાપ્ના જ્યાં જ્યાં દૈત્ય મારેલા ત્યાં આગળ કરી.

અધાસૂરને અંબાજીએ ખાડમાં હણ્યો હતો તેથી આજ સુધી લોક તેને ખાડદેવી કહેતા હતા, પરંતુ ખરૂં નામતો અંબાજી છે.

હવે તેને કેટલાક જુગ વિત્યા એટલે પદમપૂર શેહેર ભાગી જઇ અને ભદ્રકાળી પાસે સંવત ૧૨૩૨ ના વૈશાખ સુદી ૧૧ ને વાર રવેઉ હસ્ત નક્ષત્રમાં અને મધ્યાને એક ગામ વસ્યું. તેનું નામ ભદ્રપુર હતું, પણ અપભ્રષ્ટ શબ્દ

ભાદરણુ થઇ જવાથી આજે લોક ભાદરણુ કહે છે.

ભાદરણુ ગામ વસે આજે લગભગ ૭૧૨ વરસ થવા આવ્યાં ત્યાં સુધી કોઈને પણ અંબાજી માતાની ખબર નહોતી, તેમ વૃધ પરંપરા પણ કોઇ કેહેનાર નહોતું. તે પૈકી મજકુર ગામનો એક મયારામ નામે ઔદીચ્ય ટાળકીયો બ્રાહ્મણુ માહા લોભી હતો તેણે અંબાજી માતાની કે જે લોક ખાડ દેવી કહે છે તે જોઇ અને ધનની લાલચે તે જગો ખોદી જોઇ પણ માંહેથી ધનતો ન નીકળ્યું પણ અંબાજી માતાની એક પૂરાતની મૂરતી જડી આવી.

તે મયારામ બ્રાહ્મણે એવું નીયમ લીધું કે એ માતાની સ્થાપના જ્યારે થાય ત્યારે પંચકેશ ઉતરાવવા. આવું નીયમ લીધે લગભગ એક વરસ થયું ત્યારે તેણે અત્રેના ફોજદારસાહેબ—લક્ષ્મણરાવ રાવજી તાવડે રેહેવાસી મોજે વાડા પૂરળ તાલૂકે દેવગઢ જીલ્લે રત્નાગીરી એઓને અરજ કરવાથી તેમણે સ્થાપન કરવા પોતે હા કહી અને સંવત—૧૯૪૪ ના માગશર સુ. ૧૫ નું મહુરત નીરધારી તેને જોઇતી તમામ વસ્તુઓ સંપાદન કરી.

તેઓ સાહેબે માજીને માટે કેટલીક જણસો, લૂગડાં વિગરે પોતાના પદરના પૈસા ખરચી કરાવ્યું.

જ્યારે માગશર સુ—૧૩ આવી ત્યારે બ્રાહ્મણ વરણુ કરાવ્યું અને સુ ૧૪ ને મંગળવારને દિવસે માજીનો વરઘોડો ગામમાં ઘણી ધામધુમથી લઇ ગયા. કે જે વખત માજી સુખપાલમાં બીરાજ્યાં હતાં અને બ્રાહ્મણ ચમર કરતા હતા. વળી આગળ છડીદાર ઘોડે અશ્વાર થઇ નકી

પોકારતા હતા. અને તે અગાડી મોટા મોટા લોકો પણ સાથે હતા (લક્ષ્મણરાવ સહિત) તે આગળ—ઇંગ્રેજી અને ભાત ભાતનાં વાજીંત્ર એવી તરેહથી વાગતાં હતાં કેઃ—

મનહર.

અંબાજીનો વરઘોડો, ચડયો દીન કુંજવાર,
તેહ તણી શોભા કહું, પ્રિય તમે સુણજો;
માજી બેઠાં સુખપાલ, ગુલાલ ઉડેછે લાલ,
મયારામ પંખો કરે, આપતો પ્રમાણજો.
ઢોલ, ડંકો, તાસાં આગે, ધમધમ ધમ વાગે.
પીપીપીપી, પીપી, વાગે, નડકી તમે આણજો
બંદુકોતો ધડાધડ, ફડાફડ ફટ ફૂટે
આગે ચાલે સ્વારપાળા, ધીમે ધીમે જાણજો.

આવી તરેહની ધામ ધૂમથી માતાજીનો વરઘોડો ગામમાં આવ્યો, અને પ્રથમ લક્ષ્મણરાવને ઘેર અંબાજીની પૂજા થઇ. પછી તે દિવસે ભદ્રકાળીમાતાનો આખા વરસનો મોટો ઉત્સાહ હતો તેથી અંબાજીનો વરઘોડો તેણી-ગમ લઇ જતા હતા, તેટલામાં જ્યાં અગાડી "વૈદ્યોનું અકલું" કહે છે ત્યાં સુખપાલ ગઇ ત્યારે સુખપાલમાં પ્રથમ જેટલો ભાર હતો તેથી બમણો થયો એમ બોધ લોકોનું કેહેવું થયું હતું. તેનું કારણ માત્ર એટલુંજ કે,—આપડે ઘેર કોઇ પણ પરૂણો મળવા આવે ત્યારે બારણા લગી સામા જઇ તેડી લાવીએ છીએ તેવી રીતેજ અંબાજીને તેડવા માટે સામાં ભદ્રકાળીમા પધાર્યાં. પછી ભદ્રકાળી માતાને સ્થળે અંબાજી ગયાં ત્યારે ભાર ઘાલુસે ઉચકી હેઠ-

ળ પધાર્યાં. અને લઈજતી વખત ફક્ત એજ માણસની જરૂર પડી. આહા ?!! આ કેવી આશ્ચર્યની વાત ?!! તે દિન ફક્ત એટલોજ ઉત્સાહ થયો હતો. અને સુદી–૧૫ ને વાર બુધવારે.

માજીની સ્થાપ્નાનો મૂકરર કરેલો દિવસ તેજ હતો તેથી તે દિવસે વેદ પ્રમાણે ને પોતાના સ્થાનકમાં પધરાવી હોમ કરવામાં આવ્યો હતો. તે વખત.

**દોહરો.**

બ્રાહ્મણને દાન આપ્યું, મનમાં લાવી ભાવ;
ઉદાર જીવ દેખાડીઓ, પોતે લક્ષ્મણરાવ. ૧

એ પ્રમાણે હોમ વિગરેની પૂર્ણાહુતી થઈ રહ્યા કેડે બ્રાહ્મણ મયારામના રાખેલા પંચ કેશ ઉતરાવરાવી મયારામને લક્ષ્મણરાવે લૂગડાંનો જોટો અને પાઘડીનો શીરપાવ કરવામાં આવ્યો હતો.

પછી સાંજરે પોતે કંકોત્રીઓ લખી પોતાના તેડાવેલા મિત્ર મંડળને અને બ્રાહ્મણોને ભોજન કરાવ્યું હતું.

પછી પોતે ત્યાં અગાડી એટલામાં ફરતો કંઈ કૂવો નહીં હોવાથી કૂવો પણ કરાવ્યો છે કે લોક જેને "લક્ષ્મણકૂવો" કહે છે. હજી વળી પોતે ધર્મશાળા વિગરે કરવાની ઘણીજ ઉત્કંઠા ધરાવતા હતા તેટલામાં તેમની બદલીની દીલગીરીની વાત સાંભળી છે.!!

ફોજદાર સાહેબ પોતે પર વતની છે છતાં ધર્મ અને કલ્યાણાર્થે કેટલા મચ્યા રહે છે તે એક દ્રષ્ટાંત રાખવા જેવું- છે–તથાસ્તુ. સદર બૂકનાં ગ્રાહક કરવામાં પા. ઉમેદભાઈ ત્રીકમભાઇએ અમને કેટલીક મદદ કરી છે તેમનો હું આભારી છું.—

| | |
|---|---|
| મુ० બાદરણ. | આપનો સ્વદેશબંધુ. |
| સુપીરીયર વર્ના० સ્કુલ | **વરજભાઈ વાઘજીભાઈ પટેલ.** |
| તા. ૨૨–૧–૯૮ | આસી० માસ્તર વર્ના० સ્કુલ. |

# श्रीमद अंबिकायैनमः

## मंगळाचरण.

आदायर्बुदसंस्थिताभगवतीभद्रावतीमावुकादागंता-
सिकलौयुगेविधिवशाद्भक्तैःसदासेविता ॥
विप्रैर्भक्तजनैश्चभावनैपुणैःसंप्रार्थितानित्यदासामां
पातुसदानिरस्ताकुहकाश्रीराजराजेश्वरी. ॥ १ ॥
संवद्विक्रमभूपतौकुनवमेवेदाब्धिमागौसितेसौम्येपुर्ण
तिथौचमध्यदिवसेब्राह्मेसुसंस्थापिता ॥
श्रीमल्लाक्ष्मणरावभावनिपुणात्श्रीमन्महाचांबिकां
संस्थाप्यैधियासमस्तमचलंराज्यंसदाप्राप्नुयात् ॥२॥

## ભુજંગીછંદ.

નમું માત અંબા નમું માત અંબા,
મહાદુઃખ કાપે સદા જગદંબા.
કરૂં, વીનતી ધીરથી દુઃખ ટાળી,
કૃપાળી દયાળી ભજો ભદ્રકાળી. ૧
દેવી દાનવીએ મહાદુઃખ દીધું,
તારે તેને મારી રૂધીર પાણુ કીધું.
માર્યાચંદ, મુંડ માર્યા મહીશ કાળી,
કૃપાળી દયાળી ભજો ભદ્રકાળી. ૨
કરૂં વીનતી માત અંબા તમારી,
ન જાણું પુરાણો ભલી ભાત તારી.

એવો મહ હું માત સેજ્ને ઉમારી,
કૃપાળી દયાળી ભજો ભદ્રકાળી. ૩
હુંતો વ્રજલાલ તમારોજ જાણો,
કરૂં વીનતી ધીરથી મન આણો;
હણો દુઃખ આપેજ અંત્યંત ભારી,
કૃપાળી દયાળી ભજો ભદ્રકાળી. ૪

હવે હું કહું માત કીર્તી તમારી,
કરો સા'ય અંબા સદા દુઃખહારી.
વસ્યાં આપ દેવી સદા ટેવ તેવી,
નમું માત અંબા સદા ખાડ દેવી. ૫
સંવત્ વીક્રમે ઓગણીને સુંવાળી,
થાપ્યાં માત અંબા સદા સુખકારી.
તિથી પૂર્ણિમા માગ્શીરે થાપી દેવી,
નમું માત અંબા સદા ખાડ દેવી. ૬
હવે હું કહું થાપનરો વિચારી,
મોટો રાવ લક્ષમણુ તે કારભારી.
કીધું કામ મોટું સદા હામ લેવી,
નમું માત મોટું અંબા સદા ખાડ દેવી. ૭
કહે વ્રજલાલ સુણો માત મોટાં,
હરો દુઃખ દારિદ્રને કર્મ ખોટાં.
આપો રાજ લક્ષ્મી હરો દુઃખ દેવી,
નમું માત અંબા સદા ખાડ દેવી. ૮

વરોડા હાઈસ્કુલના સ્કૉલર. भट. मणीशांकर
हरगोविंद कृत.

# अथ श्री मर्दंबिका पुराणम्.

स्वेच्छानुसारेणयथासमस्ता
सृष्टिःकृतायाऽस्तिचपालयित्री ।
गृह्णातियाकालवशात्समस्ताम्
तांशंभुयुक्तांप्रणतोस्मिमीत्या ॥ १ ॥

જેણે સ્વઇચ્છાથિ રચીછ સૃષ્ટી,
પોષેછ તેને સમરાખિ દ્રષ્ટી;
આપેલ હાવે લઇ લેછ જેવી,
વંદુ હું તેવી શિવયુક્ત દેવી.

एकदानारदंदृष्ट्वापप्रच्छाजोवेदखलु ।
किंम्लानंतेमुखंपुत्रंदुःखंकिंत्वयिवर्तते ॥ २ ॥

નારદને જોઇ દિન એક, પૂછ્યું શ્રીપરિબ્રહ્મ;
પડે શું દુઃખ સુતતને, ઊતર્યું કેમ મૂખતમ.

पित्रेतिपृष्टोथबभाषतत्र
महामुनिस्स्वंभुविपश्यदेव ।
लोकाःसमस्ताःखलुदुःखभाजः
कलौप्रभोदर्शयतोस्तुपूज्यम् ॥ ३ ॥

ત્યારે મુનીનારદ શબ્દ બોલ્યા,
પૃથ્વી પરે સૌજન દુઃખ ડોલ્યા;
તે તો જુઓ મૂળપિતા વિચારી,
આપો કલીમાં ખિજપૂજ્ય સારી.

श्रुत्वावाक्यंशुभंतस्यब्रह्मोवाचसुतश्रृणु ।
श्रीरामाशुतुगंतव्यंसपूज्यंदर्शयिष्यति ॥ ४ ॥
શુણિવાક્ય શુભનારદતું, બ્રહ્મા કે શુણસુત;
વિષ્ણુ પાસ આપણ જવું, આપેચિજ અદભૂત.
इतिह्युभौगत्वाविष्णुंपच्छतुश्चतमुदा ।
सोकथयद्द्रुद्रोसम्यआनातियामतंप्राति ॥ ५ ॥
એઉ જણ વિષ્ણુ શું ગયા, પુછ્યું આનંદમય; ५
શ્રીપતિ કે શીવકને જવું, ગ્નાતા એન સંક્ષય.
तपस्तपन्तंखलुशंकरंतै
गत्वाह्यभाणिप्रभुरत्रसम्यक् ।
कृपाकटीक्षेनकरोतुनोत्रं
कल्याणमेवेतिविरूपनेत्रः ॥ ६ ॥
ગયા બધા તે શિવજ્યાં વસંતા
કહ્યું પ્રભુને તપ ત્યાં કરંતા;
ત્રિનેત્રવાળા અમતુજ પક્ષે,
કરોજ કલ્યાણ કૃપા કટાક્ષે. ૬
त्वमासिखलुपितानोदेवसृष्टेश्चमूलं
चरनचरपदार्थानांतथाकारणत्वं ।
तवखलुकृपयैवप्राप्यतेमोक्षमत्र
जयजयजयदेवत्यांप्रणामोस्तुनोवै ॥ ७ ॥
હરતુજ અમ પીતા, સૃષ્ટિ કેરૂંજ મૂલ,
ચરઅચર પદાર્થો, કાર્ય તારાં ન ભૂલ;

નક દ્વિજન બધા તે, તું વિના મોક્ષ પામે,
નમન કરી કહીએ, જે અમે ઠામઠામે. ૭

इतितैःप्रार्थितःशंभुःपप्रच्छकारणंतदा ।
देवाःकिमागताःसर्वेकथयन्तुकृपयाहिमे ॥ ८ ॥

એમ સ્તુતિ કર્યાથી શંભુ, બોલ્યા મુખથી વાણ;
આવવાનું કરણ મને, કરો કૃપાથી જાણ. ૮

ततोवैनारदस्तत्रप्रांजलिस्तंकथितवान्
जनादुःखान्विताभुम्यांतेभ्यःपूज्यांहियच्छतु ॥ ९ ॥

બોલ્યા નારદ કર જોડી લોક ભોગવે દુઃખ;
વસ્તુ આપો પુજ્ય એક જેથી પામે સુખ. ૯

दुखितेषुमनुष्येषुह्यस्माकंदुःखकारणम् ।
भाषस्वकृपयातस्मान्मुच्कदुःखाःकथंचते ॥ १० ॥

આપણને દુઃખ સમજવુ, જો દુખી જાત મનુષ;
કૃપા કરી મુજને કહો, શે થાય સુખીને ખુશ. ૧૦

ततःक्षणंशिवस्तत्रकृत्वामानसउत्थितः ।
स्मृतंस्मृतमभिधायविललापततोह्यसौ ॥ १० ॥

હરમનક્ષણ વિચારીયું, બોલ્યા આપો આપ;
સાંભર્યું સાંભર્યું મને, પછી માંડયો વિલાપ. ૧૧

हाहामयासहपुराखलुयाचबद्धा
ह्यर्धेनसार्धमिहवागिवसागताक ।
एकंविहायमायिसाऽन्यशरीरमेव
धृत्वागताभुविकदाह्यधुनानसात्र ॥ १२ ॥

છે અર્થ નિસહ પહેલથિ, વાણિ જેમ,
ક્યાં છે સબંધ ધરતી, હુસુ દેવિ તેમ;
તે તોજ અન્યરૂપથી, ધરણી ગયાં છે,
હુંમાંહિ એક રૂપ તે હજી ત્યાં રહયાં છે. १२

यूयंचनंदनवनेतपसिप्रमग्नाः
वर्तध्वमेवखलुसाह्यपिनामतत्र ।
आगम्यामिष्टवचसाकथयेत्कदापि
तस्यैतदाखलुसुराःकथयन्तुंसर्वं ॥ १२ ॥

જાઓજી નંદનવને, તમ દેવતાઓ,
સારી રીતે તપ વિષેજ નિમગ્ન થાઓ;
આવી મધુર વચને, કદિ બોલશે તે,
કેંજો ધિરેથિ સઘળું, કથવું હશે જે. १३

इत्यादिष्टाः सुराः सर्वेजग्मुर्वैनंदनवनं,
पद्मासनंततश्चक्रोर्निमग्नास्तपरिमुदा; ॥ १४ ॥

શિવ આજ્ઞા શિરમાન્ય કરી, ગયા સુરનંદન વન;
તપમાંહિ નિમગ્ન થયા, વાળિને પદ્માસન. १४

कियान्कालोव्यतीतोभूत्तेषांतपतांतथामुदा
भक्तानांमयभंगायदेवीप्रादुरभून्तदा ॥ १५ ॥

એમ ત્યાં વ્યતીત થયો, કાલ કેટલોક ઝટ;
ભક્તજન દુઃખ ભાગવા, દેવી થયાં છે પ્રગટ. १५

मानोस्तेजः समस्तंसुचरणनखहंपादपद्मंप्रवालं
रंभेजंघेतथावैमृगपातिकटिर्हिमेवात्रदेवाः कटिवै

शंखंशुभ्रंचग्रीवासुवदनकमलंरात्रिनाथंचपूर्ण
भ्रांत्यापस्यंश्चतस्याःखलुजगजनितुर्वासुकिंकेशपास १६

ભાનૂનું તેજ જાણે ચરણ નખ વિષે, પાદ જાણે પ્રવાલ;
રંભા રૂપીજ જંઘા કટિ મૃગ પતિની, કે' જેવી રૂપાળી;
ગ્રીવાતો શંખ ધોળો વદન કમળ છે, ચંદ્ર જાણેજ પૂર્ણ;
ભ્રાન્તીથી એમ દેવો નજરજ કરતા, અંગ દેવી તણાં ત્યાં. ૧૬

अथोत्थायसुरास्तस्यैनत्वामुपतिताःखलु,
स्तुतिंचक्रुःसमस्तास्तदेव्याआनंदसंयुता. ॥ १७ ॥

સૌ સુર ઊઠી લાંબા થઇ, કર્યું દેવિને નમન;
આનંદથી પછી બધા, કરવા મંડયા સ્તવન. ૧૭

जयहेत्वमसिप्रकृतिःपुरुश्चपुराहितुकेवलरूपमयी
लयपालनसर्गविधौतमस्पाखलुसत्वगुणेमयुतारजसा,
जलमेववृतांबिजमत्रमुदासचराचराविश्वमकारितदा
जयहेम्वसदात्रिराहरिधराशुभकारणमेवमहाजगतः ॥ १८

જયહે તુજ છું પુરૂષ પૃકૃતી વળી પૂર્વ વિષે નિજ રૂપ મયી;
લયતો તમથી ગુણ સત્વથિયા લન સર્ગ કરેજ રજો ગુણથી;
જલ તેંજ કરી મહિબીજ ધરયું સચરાચર જેથિ થયું સઘળું;
જયહે જયહે ત્રણ રૂપ ધરા શુભ કારણ રૂપ વળી જગના. ૧૮

इत्येवंवंदितादेवैर्देव्युवाचतदामुदा,
ज्ञापयंतुदुःखंवोहंयतेनाशायतस्याति ॥ १९ ॥

જેવું સ્તવન સુરે કરયું તેમાકે ખુશિભેર
જણાવો સુર દુઃખ મને, નાશની કરૂ પેર ૧૯

उचुर्देवास्तरोसर्वेभुविलोकादुःखान्यिताः

कंतैःपूज्यंवदत्वम्बामुत्कक्लेशायथाचते ॥ २० ॥

પછિ દેવ સૌ વાણિવદે, જન દુખિ પૃથ્વીમાંય;

કહો સેવા કેનિ કરે, મા, કલેશ જાય ત્યાંય ૨૦

किनासीद्भवत्यत्रसर्वोजिज्ञासवोवयं ।

देवीततोयदद्देवाःश्रुणुत्वंकथयामिवो ॥ २१ ॥

આજ સુધી આપ કયાં હતાં, તે જાણ્યાની આશ;

દેવિ કે' દેવ શાંભળો, તેની ન મુકુ કયાસ. ૨૧

असत्ययभूम्यांरमणीयमेकं

वनंशुभंयत्रविशालवृक्षा

द्विजाअनेकाश्चतरुकोहरेषु

वसांतिनीडेषुनिजैश्चबालैः ॥ २२ ॥

અતી રૂડુ છે વન એક ભૂવી,

વિશાળ વૃક્ષોજ રહ્યાં છ આવી;

અનેક પક્ષી સહનીજ બચ્ચાં,

કર્યા સુમાળા રહિયોસમાં ત્યાં. ૨૨

सरोवराणांजलमत्रमिष्ठं

यवांकुरांश्चत्रमृगाहिलब्धु,

वनांतहांद्यांत्यतएवरम्य

वनस्यत्यागायराविरास्तिरक्तः ॥ २३ ॥

સરો ભરે ત્યાં મિઠુ વારિ પીવા,

પશુંજ આવે કુળુ ઘાસ ખાવા;
બિજાં વનોથી રૂડુ ત્યાં જણાતા,
થયા જતે ત્યાગથિ સૂર્ય રાતા. ૨૩

भूदेवयज्ञस्यहिधूमपूर्णं
वनंदिशांहस्तिसमूहयुक्तं
मत्वात्रसिंहाःखलुयांततत्रै,
तपःप्रभावेनदयार्द्रदेहाः ॥ २४ ॥

ભૂદેવ યજ્ઞે કરિ ધૂમ પૂર્ણ,
દિશા તણા હાથિ થિયૂક્ત જાણે;
વીચાર લાવી બહુ સિંહ આવે,
ઋષી તપે તેજ દયાળું થાયે. ૨૪

अथैकदातस्यवनस्यसीमा
भागेवसन्तावथभद्रदैत्यौ,
विचारयामासतुरत्रलोके
हताःसमस्ताःखलुयोगिनोवै ॥ २५ ॥

હવે તહીં છે વનના રહીશ,
સુનામ તેનાં અધભદ્ર દૈત્ય;
બહુજ તે તો મનમાં વિચારે,
કિધાજખે યોગિ પુરૂષ સર્વે. ૨૫

परंतुविप्रायजनैश्चदेवान्
नयन्तितृप्तिंदितिपुत्रावेघ्नं,
यतोहिधूमेनगतेक्षणावै

दैत्याःसमस्ताःखलुहाभवन्ति ॥ २६ ॥

પરંતુ વિપ્રા કરી યજ્ઞ લાવે,
દેવોજ તૃપ્તી સ્થળમાં સદા તે;
તે દૈત્યને વિઘ્ન કહુ વાત સાચી,
અંધા બને સૌ જગમાંજ તે તો. २६

तस्मादाघाभ्यामधकार्यंकिंचिद्यतोहिते ।

विरेमिरेयज्ञंकर्तुमित्युमौचचुकोपतुः ॥ २७ ॥

કાર્ય આપણ એમ કરવું, જેથિ યજ્ઞરે'દૂર;
એમ કહી બંને જણે, કોપ કર્યો અતિ ઉર. २७

श्रुत्वाकोपमयंवचोह्यथतयोदैत्याःसमस्तासादा

यातास्तवमुद्रोष्ट्रचर्मवसनावन्हिप्रमाक्षास्तथा ।

तिक्ष्णैरोमचयैरतीवभयिनोगूहासमोष्ठाःखलु

श्यामागर्दमदेहमोजनरताभद्रासुराद्यासुरो ॥ २८॥

શ્રૂણીને રિસ યૂક્ત વાક્યજ વળી, તેઓ તણું તે સમે;
દૈત્યો પેરી દિલેજ ઉંટચ મડૂ, નેત્રો કરી વૃન્હિ શાં;
ધારાળાં બહુ રોમથી ભય ભર્યા, ગૂહા સમા હોઠથી;
ખાતા ગધેભ માંસ તેજ વનમાં, આવ્યાજ તેની કને. २८

वनेस्मिन्विप्राःसर्वेयज्ञंतन्वंतिहडेसुराः ।

अस्माकंतस्यनाशेनकल्याणंसर्वदाभुवि ॥ २९ ॥

હે અસુર, વિપ્રો બધ કરે, યજ્ઞ વનમાંય;
નાશ તેનો કર્યા થકી, આપણું સારૂ હોય. २९

दैत्यैरथाद्विजरैः[illegible]

यज्ञस्यधूमपरिपूर्णदिगन्तरालमे ।
प्राप्तंवनंतदनुतैश्चहुताशनेवै
क्षिप्तोमलःखरशर्वनिजमुत्रयुक्तम् ॥ ३० ॥

વિપ્રે રચી છ વનમાં, રૂડી પણ શાળા,
જેની દિશા સકળ છે, ભરિ ધુમ્ર કાળા;
તેવા વને અસુર અગ્નિનું ધુમ ભાળું,
નાંખ્યું મધે ખરમડ, મળ મુત્ર વાળું. ૩૦

एवंस्थितेद्विजवराःखलुमामुपेत्य
सर्वंहिदुष्टचरितंकथयंतिवैस्म ।
कोपाकुलात्रिशुलखड्गगदागृहीत्वा
सिंहासनावनमुवंप्रविवेशचाहम् ॥ ३१ ॥

એવું થતે સઉદ્વિજો, મુજ પાસ આવ્યા,
દુષ્ટે કરેલ બંધિ તે, અહી વાત લાવ્યા;
કોપેજ મેંધરિ ગદા, અસિને ત્રિશુલ,
ચાલી ગઇ વન વિષે. કરિ સ્વારિ સિંહ. ૩૧

युद्धंचमेदितिसुतैःसहतद्वनेभूत्
तेषांशिरोभिरखिलावनभूःप्रछन्ना ।
रक्तान्विताविचसरांसितदाबभूवुः
तृप्तिंचजग्मुरधुनापशवस्तुवन्याः ॥ ३२ ॥

મારી અને અસુરની, થઇ ત્યાં લડાઈ,
તેનાંજ મસ્તક વડે, રણભૂ છવાઈ;
તેવે સમે સર બધાં, રૂધિરે ભરાયાં,

શીયાળને વન પશું, સઘળાં ધરાયાં. ૩૨

हत्वासुहानुदितमन्युरहंवनस्या
गच्छंसरःप्रतितुशोणितरक्तखड्ग ।
क्रुध्याचतत्रमुरगांखलुनह्यपश्यम
रक्तान्वितंजलमभूदसिशोणितेने ॥ ३३ ॥

માર્યા અસુર ગઇ હું, પછિ ક્રોધવાળી,
તીરે સરોવર ગૃહી, અસિ લોહી વાળી;
આવે શમાંન દિઠિ મેં, પિતિ કામ ધેનુ,
બોળી મહી અસિ થયું, જલરાતુ તેનું ૩૩

एवंरक्तीकृतेवारौदेवधेनुर्हिमन्युना ।
रक्तनेत्रातदोवाचशृणुध्वंमांसुरवराः ॥ ३४ ॥

એમ જળ રાતુ થતાં, રક્ત નેત્રથી ગાય;
વાણિ બોલી મુજપ્રતિ, શુણ જો તે સુરરાય. ૩૪

कासित्वंनैवजानेहंपरंत्वयाजलंमम ।
अपावित्रीकृतंतेनपापाणीभवभूतले ॥ ३५ ॥

અરે બાઈ તું કોણ છે, મુને નહિ તે જાણુ;
અપવિત્ર પાણી તેં કર્યું, ભૂપડ થઈ પાપાણ. ૩૫

शृत्वावाक्यंचतस्याःखलुसुरसुरभेःशोकतोहंह्युवाच
क्षंतव्याहंत्ववाहास्थितिरथभुविमेभूमिदेवोपकारे
दैत्यान्सर्वांश्चहत्वात्वयमासिरधुनारक्तयुक्तोजलेस्मिन्
धोतस्तेनापवित्रीकृतमिदमखिलंतेजलंदेवधेनो ॥ ३६ ॥

શુણીને દેવ ધેનુનુ વચન હું વદી, શોકથી આવિવાટે;

માફી આપો તમે હે સુર ગવરિ મને, બ્રહ્મ કલ્યાણ માટે;
દૈત્યો સૌમારિ મેં ખડ, ઉદક તુજમાં, લોહી વાળીજ બોળી;
પાણી તેથીજ તારૂં અપવિત્ર થવું, છે ગયેલ વાત ચોળી. ૩૬

नज्ञातात्वंमयादेविशापश्रमेननिष्फलः ।
परंत्वनुग्रहोस्तुतेधेनुरेवमुवाचवै ॥ ३७ ॥

દેવિ તમને ન ઓળખ્યાં, ન થાય ફોગ હું શાપ;
અનુગ્રહ તમથજો મુજથી, ધેનું બોલાં આપ. ૩૭

श्रीमङ्गायकवाडवंशजलधौराजेन्दुरिन्दुरिव
भावीबोधमुदाकलौबहुगुणोनाम्नासयाजिःखलु ।
राज्येकश्चनतस्यराजपुरुषोग्रामेत्रभोभाविनि
कालेतस्यतवोद्‌धृतिर्ममशुभोतेनुग्रहोबोधैव ॥३८॥

શ્રીમદ ગાયકવાડ વંશ દરિયે, રાજા શશીના સમો;
થાવાનો કળીને વિષે બહુ ગુણી, નામે સયાજી મહા;
રાજ્યે તે નરના વળી ગુણ વતે! ગામે થનારે અહીં;
કો થાનાર નરેશ શેવક મહા, ઉદ્ધાર તારો તદા. ૩૮

श्रीरत्नागिरिनामदेशपविभागेन्तर्विभाठोःखलु
कश्चिद्देवगढोस्तितत्रखलुवाडापोरलारण्येस्थले ।
लक्ष्मीबायिसुतस्तथापितुरहोनामास्तिवैरावजिः
तस्माल्लक्ष्मणरावतोममखलुस्थानंचभूम्यामभूत् ॥३९॥

જીલ્લે રત્ન ગિરીજ દેવગઢતો, છે તાલુકો તે સ્થળે;
વાડા પુરલ નામ ગામ શુભ છે, ત્યાં રાવજીનો સુત;
નામે લક્ષ્મણરાવ લક્ષ્મિ બઇનો, તે પુત્ર જેણે કર્યું;
મારૂ સ્થાન ભલુઅહો ભૂમિ વિષે, શોભાથકી છે ભર્યું. ૩૯

उत्खातश्चकूपस्तेनभूषणानिकृतानिच ।
धर्मशालांचिकीर्षुश्चवाटिकांतुतथैवच ॥ ४० ॥

કુપ ભલો ખોદાવિયો, કર્યાજ ભુજ શણગાર;
વાડિ ધર્મશાળા ભલી, કરવાનોજ વિચાર. ૪૦

अहोदेविजनस्यास्यवर्णनंकुरुयथावद ।
श्रोतुकामावयंसर्वेभवानीभक्तस्यभोः ॥ ४१ ॥

રે દેવી આ જન તણું, કરોજ વર્ણન ખાસ;
સાંભળવાની આશ છે, જે છે દેવી દાસ. ૪૧

सूर्यप्रभोसौनिजतेजसाच
सौर्येणभूम्यांकृतिकासुतश्च ।
लावण्ययोगेनसपुष्पधन्वा
विद्याबलेनात्राहिपद्मयोनिः ॥ ४२ ॥

ભાનુ સમો શોભિત તેજ વાળો,
કારતીક સ્વામી સુરથીજ ભાળો।
લાવણ્યથી કામજ હોય જાણે,
વિદ્યાથકી તો અજ લોક માને. ૪૨.

गोविप्ररक्षाकरणेसभावः
धमार्थिकामेषुतथैवमोक्षे
दातादयाज्ञानमुनीतियुक्तः
दुष्टारिरेवास्तितथानपरः ॥ ४३ ॥

રક્ષા વિષે વિપ્ર તથાજ ગૌની,

ધર્માર્થ કામે વળિ મોક્ષ પ્રીતિ;
દાતા દયા જ્ઞાન નિતી ભરેલો;
શત્રુ વળી દુષ્ટ તણો અશત્રુ, ४३

वदत्वंकृपयामातःकिंविधानंफलंचकिम् ।
यात्रायाश्चकथायास्तेलोकाःशक्तायथाभुवि ॥ ४४ ॥

બોલો માત કૃપા થકી, શુકલને શુ વિધાન;
કથા તથા યાત્ર તણું (જેથી) થાયે જગમાં જાણ. ४४

योमामुपेत्यतुरवेरुदयेनमेध्वै
सायंतथासखलुधान्यपशूपभोगी ।
त्रियोंनमेदखिलपुत्रसुखंलभेच्च
सत्यंकलौसुरवराभुविमेप्रभावः ॥ ४९ ॥

જે કોઇ સૂર્ય ઉગતાં, વળિ સાંજ ટાણે,
નામે મનેજ નર તે, પશુ ધાન્ય પામે;
ત્રીકાળ જે વળિ નમે, સુત સૂખ તેને,
સાચે પ્રભાવ કળિમાં, સુર લોક મારો. ४५

दारिद्रचकूपपतितोयादिमांमुपेत्य
दीपंसमर्पयतिमांशुभनालिकेरम् ।
वक्षाधिपोहिभवनेमनुजस्यतस्य
वृष्टिंकरोतिधनवारिणएवसत्यम् ॥ ४६ ॥

દારિદ્રયથિ દુખિ થતો, મુજ પાસ આવે,
દીવા તથા શ્રિફળ જો, જળ વાળુ લાવે,
તેને ઘરે કહુ સદા, શ્રિકુબેર દેવ;
વૃષ્ટી કરે જર તણી, કહુ સત્યમેવ. ४६

कुंडंविधायममंदिरसंनिधौयो
होमंकरोतिससदालभतेह्यभिष्टम् ।
रोगीनिरोगतनुरेवतथैवलोके
द्वेष्टान्वितोनिरररिरेववदामिसत्यम् ॥ ४७ ॥

મંદીર આવિ મુજને, કરિ કુંડ રૂડો,
જે હોમ ભાવથિ કરે, ફળ ઈષ્ટ પામે;
રોગી નિરોગિ વળિ થાય તથા ભુ મધ્યે,
શત્રૂ થકી પિડિત તે, નહિ શત્રુ થાયે. ૪૭

यास्त्रिःपठेन्ममशुभंस्तुतियुक्तस्तोत्रम्
विद्यान्वितोगुरुरिवैवनरोभवेच्च ।
मूढोपिसार्थमखिलंशृणुयात्तुनित्यम्
बुद्धिर्भवेन्मनुजस्यगरीयसीवै ॥ ४८ ॥

જે પાઠ નિત્ય મુજનો, ત્રણવાર વાંચે,
વિદ્યા થકી ગુરૂ સમો, નર થાય સાચે;
જો મૂઢ અર્થ સહ પાઠ શુણે કદાપી,
બુદ્ધી વધે નર તણી. અતિ પૌઢ સારી. ૪૮

पौराणिकंसुगुणिनंनिजमंदिरेय
आहूयपूर्णमनसाशृणुयात्कथांमे ।
तस्मैददाम्यहमहोसुभगंसुखंवै
हत्वातुतस्यसकलंहिशरीरदुःखम् ॥ ४९ ॥

પૂરાણિને સુગુણિને, નિજ મંદિરે કો,
બોલાવિ પૂર્ણ મનથી, શુણશે કથા તો;

તેને સદા સુખ મહા, વળિ દૈશ પ્રેમે,
લૈને હરી સકળ દેહનું દુઃખ તેનું. ૪૯

पाठोत्रमेनसदनेज्वरनामतत्र
रोगोनशोकइतिमेननृतांहिवाक्यम् ।
लोकाःकलावपिसदासुखभाजिनःस्युः
निन्दापराममसदाभुविभाररूपा ॥ ५० ॥

જ્યાં પાઠ થાય મુજનો, નહિ તાવતો ત્યાં,
સાચું કહું નહિજ રોગજ શોકતો ત્યાં;
લોકો કળી યુગ વિષે, પણ થાય સૂખી,
નીંદા કરે મુજ તણી, નર થાય દૂખી. ૫૦

वेदाद्रिखंडशशिवर्षशुभस्यमासे
पौषेतुपक्षअसितेगुरुवासरेच ।
नूनंत्रयोदशदिनेकृपयातुदेव्याः
पूर्णीकृतंशुभमिदंमणिशंकरेण ॥ ५१ ॥

इतिश्रीमदंबिकापुराणंसमाप्तम्
पाठकानांशुभंभूयात्.

## ...થી માતાજીનાં દર્શન કરવા જતાં મનમાં ઉઠેલા ઉઠાવ.

### શાર્દુલ વિક્રીડિત છંદ.

કીધાં કામ બહાદુરી દરશવી, બેશીજ વ્યાઘ્રાસને;
પામ્યા લોક બધા નવાઇ મનથી, લાગ્યા છ ઉપાસને;

પ્રાણી માત્ર તણુંજ ચિત સઘળું, જેણે ઘણું ખેંચિયું;
તેવી જગતની ખાડ દેવિ જનની, મેં ધ્યાન આકર્પિયું ૧

### મંદાક્રાંતા છંદ.

ચાલો ભાઇ, સજ થઇ તમે, હર્પથીજ માતસ્થાને,
નાખો વાતો, સકળ જનને, નિદ્ર યુક્તજ કાને;
જાગો લોકો, અખિલ ભુમિની, માત જે છે ભવાની,
ચાખો તેનાં, ફળજ મિઠડાં, વેદ મધ્યે ગવાણી. ૨

### માલિની છંદ.

મધુરપવન વાય, દર્શને તોજ તારે,
શિતળ શિતળ લે'રો, માર્ગમાં ચાલતારે;
ટવ ટવ ટવ પક્ષી, નાદ કોકીલનારે,
હલ હલ હલ હાલે, ઝાડ ને ઝાડવાંરે. ૩
ચપ ચપ ચપ ચાલે, બાળને ફાંકડાઓ,
ડગ ડગ ડગ ડોલે, વૃદ્ધ ને રાંકડાઓ;
ગદ ગદ ગદ શાસ્ત્રી, કે' પુરાણીક વાતો,
ઝટ ઝટ સર દીઠું, મોતિ આનંદ થાતો. ૪

### તોટકછંડ.

અતિ સુંદર શૂભ સરોવર છે,
જળ નિર્મળ તીર તરૂવર છે;
બહુ સારસ મોર કલોલ કરે,
બગ ઢંગ ઘણા અશ નાર્થ ફરે. ૫
રૂડી પોયણિ પંકજ સાથ ખરાં,
સરમધ્ય તરેછ નિલાં પતરાં;
પર તે નિજ ઝાકળ બુંદ ઠરે,

સિપ મોતિ નિતે હરિફાઇ કરે. ૬
નર નારિ કરે વળિ સ્નાન સદા,
નિજરૂપ ખરૂં નિરખે પ્રમદા;
ખુબિ એહનિ હું શું કહુંજ કથી,
નિરખ્યુંજ બિજું જગમાંહિ નથી. ૭

### વસંત તિલકા છંદ.

આ ઝાડ સુંદર અતી, કથવીજ ખૂબી,
ડાળી બહેનપણથી, બધિલેછ ચુંમી;
પર્ણો મળી પવનથી, ચકરે ચઢે છે,
જાણે ખરી સખિ પડે, ફુદડી ફરે છે. ૮
મેના મધૂર સ્વરથી, ગિત ગાય રૂડું,
રાત્રે વળી ઘુવડથી, ન ભણાય ભુડૂં;
આવો અલૌકિ દિસે, તરૂનો મહીમા,
તે તોજ માત તણિ છે, સમિપે પ્રતીમા. ૯

### મંદા ક્રાંતા છંદ.

સામું આવે, સનદ શુભ તે, માતરે અંબિકાનું,
છેટેથી એ, રૂપજ ધરતું, ઇન્દ્ર કેરી સભાનું;
સૂર્યાસ્તે ત્યાં, છટજડિ પિળા, રેશમી વસ્ત્ર કેરી,
તેની નીચે, સકળ જનની, બેઠિ છે સૂકચેરી. ૧૦
આંબા ઝાડો, ત્રણ ત્રિકુણમાં, માતના ઉગવેલાં,
બીલો રીતે, ગરજ જુમરોનીજ સારે છ છેલાં;
બીરાજ્યા છે, અનુપમ નહીં, સિદ્ધને ઐાજ લોકો,
જાણે આવ્યા, ધરણિ પરતે, ઇન્દ્રને દેવ લોકો. ૧૧

### શિખરિણીછંદ.

મળ્યું છે શામાટે, જન જુથ કુબારી નિકટ આ,

મુખો રાખી નીચાં, નવું કશું મચ્યું છે નિરખવા;
કુણી ઠેલી ઠેલી, સકળ ઉચરેછે જન જુવો.
ખરે ત્યાં તો દીસે, અનુપમ નવો લક્ષ્મણ કુવો. ૧૨

## ઉપેંદ્રવજ્રાછંદ.

રૂડી શિઆવાડિ નજીક સામી,
ફુલો ફુલેલાંનિ સુગંધ જામી;
મહી હજારી સુબટ મોગરા છે,
માદાન્ધ જાણે દ્વિપનો ગયાં છે. ૧૩
કુડાં મહી છે ગુલ દાવ દીઓ,
અગાડિ રોપીધ્વ લચંદનીઓ;

## મનહર.

પાસે એક જોગી રહે, જ્ઞાન વાત નીત્ય કહે
સમાધી તે પોતે લહે, એવા એ પ્રખ્યાત છે
નામ સદાનંદ તેનું, ગુરૂ રાઘ્વાનદ જેના
ગુણ ઘણા સારા તેના, ભાદ્રણમાં ખ્યાત છે
મુળ સારસ્વત બ્રહ્મ, જામનગરજી તણા
ભાટીઆના ગોર તેતો, પવિત્ર તે નાત છે
નીત્ય સમાધી તે લેછે, સરોદાના જ્ઞાની પોતે
અંજપાજા પજ આણ, એવા તે વિદ્વાન છે. ૧
એકાંતે સમાધી લેવા, ગુફા પોતે કરાવે છે
ભુલાભાઇ ગોવિંદભૈ, કલ્યાણાર્થે કરે છે.
ભોંયમાંહે સારી ગફા, દેરારૂપ કરાવી તે
પટેલ જ્ઞાતી એતો છે. અંબા ધ્યાન ધરે છે,
તે ગફામાં માહારાજ, બેસી ધ્યાન ધરસે તે,

અને ઇશ્વર પ્રીછસે, ગુણુ કેરા નીધી છે.
કહે વ્રજલાલ પોતે, વાઘજી ભૈ તણા સુત,
ભાદ્રણમાં પોતે રહી, કહે વાત સીદ્ધ છે. ૨

## मोजे भाद्रणना त्रवाडी० गीरजाशंकर सुरदास कृत.

### રાગ ડીંડી.

સરસ્વતી માત પાય તુને લાગુ, બ્રહ્મપુરી તુજ પાસ કાંઇક માગુ;
દેવી દારીદ્ર અમારૂ તમે કાપો, ભજુ ભાવ થકી બુદ્ધિ મને
આપો. ૧
સમરૂ ગૌરી પુત્ર ગજાનંદ દેવા, આપો સુદ્ધમતિ કરૂ તમારી સેવા;
આપો હરનીશ આનંદ એવું માગું, સુરદાસ કહે પાય તુને લાગુ.
ધન્ય ધન્ય અંબે માત થયાં, વિશ્વમાં વિખ્યાત.
ગ્રહો માય તણો હાથ, જગદંબા. ૧
મોટા મુનિ ધરે ધ્યાન, વંઝા માગે છે સંતાન;
ગુન્હેગાર પકડે કાન સંકટ સમે.
અંબે આરાસુરની રાણી, જગત જનેતાને જાણી;
ભજે ભાવ કરી પ્રાણી, ભવ દુઃખ હરવા.
તેઓને ઉતારી પાર, સર્વ દુઃખ તુનીવાર.
ભવસાગરથી તાર સુખીઆં કરવા.
ફોડયા દૈત લોકના ડોળા, તેં તો ચંડ મુંડને ચોળ્યા.
રણમાં રક્ત બીજને રોળ્યા, અતિ રિસ ધરી.
ધુમ્રલોચનને ધારી, મધુકૈ રભને મારી;
શુભનિશુભ વિદારી, આરાસુર ઠરી. ૩
માજી ભક્ત પ્રતિપાલ, આણ્યો કંટકનો કાળ;
દીસો શશિ સંમભાળ, સંકટ કાપો;

નામે ખાડ દેવી મટી, સર્વે અંબીકાજી રટી;
કંદોરાથી શોભે કટી, સુખ શાંતિ આપો. ૪
પાયે ઝાંઝરને ઘાલી, મા તું બેઠી ખડ્ગ ઝાલી;
આવે ભાવીકો ત્યાં ચાલી, માળા મોતિની પેહેરી;
કાને કલાફુલે ભારી, શોભા દામણીની સારી;
કળા અકળીત તારી, અંબા લેહેરી. ૫
ખુબી વર્ણું કોને તોલે, જોતાં ઇંદ્રાસન ડોલે;
મુની સમાધીથી બોલે, સુણો સર્વે મળી;
દીન ચૌદશનો જ્યારે, મળી મંડળી તે વારે;
ચડયો વરઘોડો ત્યારે, ગયું દુઃખ ટળી. ૬
પુર્ણીમાયે મળ્યો તાલ, તેડાવ્યો શીસવા માહાલ;
નાના પ્રકારના ખ્યાલ મંડપમાં થયા;
હોમ હવનને કરી, ધ્યાન માતાજીનું ધરી;
બેઠા બીછાનામાં ઠરી, પછી ઘેર ગયા. ૭
કરી ફોજદારસાહેબે પેર, એમની થજ્યો લીલા લેહેર.
કરજો અંબીકાજી મેહેર, એટલું માગું;
તું છે દીનની દયાળી, ભજો ભાવે ભદ્રકાળી;
કષ્ટ કાપોને કૃપાળી, તુને પાયે લાગુ. ૮
વાજાં ઈંગ્રેજી લાવી. ઘણી બંદુકો ફોડાવી;
શોભા સવારીની આવી, વરણાતી નથી;
ઘણા જનો બેઠા ઘોડે, આગળ છડીદારો દોડે;
મોટા માણસો છે જોડે, કહુ યથા મતિ. ૯
પાસે સ્વામી એક રેહે છે, નીત્ય સમાધી ત લે છે;
ધ્યાન ઇષ્ટનું ધરે છે, એક ચીત્તે કરી;
એવા આટલામાં નથી, પોતે પવિત્ર છે અતિ;

ધણી સરસ એમની મતી, કહું હેત ધરી. ૧૦
દેવી દુઃખની વારણી, જપુ જગત તારણી.
તુ છે ત્રીલોક ધારણી, તુંને અરજ કરૂ;
મહિષાસુરને માર્યો, સુર્થ રાજનને તારયો;
દુઃખ દાસનું નિવારો, ધ્યાન તારૂં ધરૂં. ૧૧
કામ ક્રોધ મદ તજો, મન અંબીકાને ભજો;
કંઠે એકાવળ સજો, શોભા સાળુંની સારી.
હુંતો માતુશ્રીને માનું, પૂંઠે વાગે ટકોરખાનું;
એનું નથી કાંઇ છાનું, જવું બલીહારી. ૧૨
દહાડા નવરાત્રીના આવ્યા ચાચર ચોકે ગરબા ગાવા.
સર્વે જનોને જણાવા, તૈયારી કરી;
કાલ રાત્રીજી તે આવ્યાં. સાથે વારાહીને લાવ્યાં.
જગદંબાએ બોલાવ્યાં, અતિ હેત ધરી.
આવ્યાં બહુચરાજી બાલી, બેઉ હાથે લેતાં તાળી;
જુવે ભક્ત ભણી ભાળી, દુઃખ દારીદ્ર કાપો;
કાને કુંડળનો જોડો, કશી વાળ્યો છે અંબોડો.
વાગે ઝાંઝરને તોડો, સુખ શાંતી આપે. ૧૪
વિવેકીને વિદ્યા ધારી, હું છું આપની આભારી.
ચૂક માફ કરજો મારી, સર્વે સભાસદો;
ધંન્ય લક્ષ્મણરાવ, માજી ઉપર ઘણો ભાવ;
લીધો પ્રતિષ્ટાનો લાવ, હોદ્દો આપનો વધો. ૧૫
પટેલો છે પુન્યશાળી, મેહેર કરો મહાકાળી;
દુઃખ કાપો ને દયાળી, દીન આપનો જાણી;
બ્રાહ્મણો જે ભક્તિવાન, રાખી તેના ઉપર ધ્યાન;

મળે મોટા પાસે માન, વદુ એટલી વાણી. ૧૬
સંવત ઓગણીશ સારી, સાલ ચુંવાળીની ભારી;
એકાદશી છે અંધારી, વદી માગસરની;
કહે છે ગીરજ્યોદાસ અંધાસ, રાખો ચરણુની પાસ;
પુરો અંબીકાજી આસ, દુઃખ દૂર કરી. ૧૭
છંદ શીખે ને સાંભળે, તેના પ્રાયશ્ચિત ટળે;
આદ્ય અંબીકાજી મળે, ભવોભવ તારે;
દ્વીજ અવદીચનું ધામ, ભદ્રપુરમાં મુકામ.
કરવા ભક્ત તણું કામ, ચડજ્યો વારે. ૧૮

ધન્ય ધન્ય છે આ લક્ષ્મણરાવ,
તમને અંબીકાજી ઉપર ઘણો ભાવ;
દેવી દારીદ્ર તેઓ તણું કાપો,
એમને આદ્ય શક્તિ અમર આયુષ્ય આપો.
પીતા રાવજી પવિત્ર હશે પોતે,
ગૌ બ્રાહ્મણ તણી ચડે છે ઓથે;
માત પીતા પુત્ર તણું કષ્ટ જાઓ,
આશીષ માહારી તે ફલીભુધ થાઓ.
ચડયો વરઘોડો શ્રી અંબીકાનો જ્યારે,
શોભાવરણી શું શકું બનીતી ત્યારે.
આવ્યાં ગામ વિષે ધામધુમ થાતાં,
ભાવે ભદ્રકાળી તરફ પછી જાતાં;
હવે જોવા જેવું શું બન્યું તે કહું વરણી,
આવી વૈદ કેરી વાસ તણી ધરણી.
ભાર ભગવતીનો ત્યાંથી થયો ઝાઝો,
મુકી શુખપાલ ને બંધ રહ્યાં વાજાં;
વળી ચાર મળી ચંડીકા ઉપાડયાં,

ભાવ કરી ભદ્રકાળી એ પોચાડયા;
અકળ કળીત એ છે કોથી ના કળાય,
નામે અંબીકા ને ભદ્રમાં ભળાય.
ભાવે ભેળાં થયાં દેવળમાં દયાળી,
વાત કરે અંબીકા ને ભદ્રકાળી;
એવો દેવી તણો દેખીને દેખાવ,
ઘણા ખુશી થયા લક્ષ્મણરાવ.
જગત જનેતા છો દેવી દીન દયાળ,
આણો અંબીકાજી કંટકનો કાળ;
ભદ્રકાળી તમે કષ્ટ માહારૂ કાપો,
સુરદાસ જાણી ચરણ શીર થાપો.

## શ્રી અંબીકાની ગરબી.

ગીરધારીરે વાત કહુછું વીચારો. રાગ.
આઇ અંબેરે આદ્ય શક્તિ મુજ માતા.
તારા ભક્તને કર સુખ સાતા.
ગાએશ્વરીરે ગુણ તારા અમે ગાતા.
ઘણા પાપી પાવન થાતા.
અકળ કળીત છો અંબારે.
આઇ કરૂ પ્રેમ થકી પરકંબારે.
જુગમાં જ્યારે જગદંબારે.
સંહાર્યારે અસુર લોચન કરી રાતાં
તારા ભકતને કર સુખસાતા.
ભગવતી તેં ભાદ્રણ કીધો વાસ.
પુરો લક્ષ્મરાવની આસ.
કરી પ્રતિષ્ટારે મનમાં આણી ઉલ્લાસ.

જાય નીત્ય નારાયણી પાસ,
માટે મેહેર કરો તમે માજીરે.
માટે કરી દરશને થાય રાજીરે.
આપો હીમત એમને ઝાઝીરે.
અત્ર પાવરની દાતા તારા ભગતને ઘર સુખસાતા
સો સજ્જનરે દીલનાં દુખડાં ખુઓ.
ત્રીપુરીરેશ્વરી સામુ જુઓ.
જોવા જેવોરે સરસ બન્યો છે કુવો.
તેનો આગળ કહીશું દુહો.
દેવીદાસ તણું દુઃખ કાપોરે.
અન્નપુર્ણાજી આનંદ આપોરે.
આઈ આપનો કરી મુને સ્થાપોરે.
મહાલક્ષ્મીરે મેહેર કરો મુજ.
માતા તારા ભક્તને.
કરી દરશનરે ભદ્રકાળીનાં ભાવે.
અંબાજી તરફ સૌ આવે.
શ્રીફળ દીવો ચીર ચંદરવા લાવે.
કર્યું કામ આ લક્ષ્મણરાવે.
કરો પાવન પરમ કૃપાળીરે.
હરો ગીરજાનાં દુઃખ દયાળીરે.
બેઠાં ઇશ્વરી આસનવાળીરે.
ભવનેશ્વરીરે માત તાત તું ભ્રાતા.
તારા ભક્તને કર સુખસાતા. ૪

**આઈ જળ કારણ જગદંબાને દોહો કુપ બનાવ્યો.**

**પાણી પી ઠંડા પડે મટે સરવની તરસ.**

## ઠુમરી.

નારાયણી નવરાત્રી ખેલે. એ રાગ.

લક્ષ્મણરાવ લાવ ઘણો લેછે;
બુદ્ધિની બલીહારીરે. લક્ષ્મણ.
સંકટ કાપો સિંઘ વાહની,
ચંડી ચાર ભુજ ધારીરે;
આશા પુર્ણ કરો આનંદી,
અકળ કળા છે તાહરીરે. લક્ષ્મણ. ૧
પ્રગટ થયાં પાપીને હણ્યા;
ભગવતી ભવ દુઃખ હારીરે;
કાળીદાસ વલવ ઘોળાને,
તતક્ષણ દીધા તારીરે. લક્ષ્મણ. ૨
ગૌ બ્રાહ્મણને પ્રીતથી પાલે,
સેવે અંબીકા સારીરે;
સહાય કરો સંકટ વેળાયે,
નોધારા આધારીરે. લક્ષ્મણ. ૩
ચક્રતી શુળ ચંડીએ ઝાલીયાં,
બે ભુજમાં બહુ ભારીરે;
ત્રીજા હસ્તમાં તરૂણા મુખીએ,
ખડગ દીધું છે ધારીરે. લક્ષ્મણ. ૪
ભદ્રપુર બીરાજો ભગવતી,
અંબે આનંદ કારીરે;
કરજોડી કહુ સેવક ગીરજો,
પુરજો આશ હમારીરે. લક્ષ્મણ. ૫

### શ્રી અંબીકાજીની ગરબી.

### अथ इति लक्ष्मणराव फोजदारनो गरबो.

મારગ મૂકોને કાંના કહુછું ક્યારની જો. એ રાગ

લક્ષ્મણરાવની શોભા તો હું શી કહું જો.
માંહી બુદ્ધિ ડહાપણ તો દીસે બહુ જો. લક્ષ્મણ. ૧
એમને અંબીકા આનંદ ઘણો આપજો જો;
ભાવે ભદ્રકાળી કષ્ટ તમે કાપજો જો. લક્ષ્મણ. ૨
મોટા માણસ એ ગુણ ઘણો સરસ છે જો;
એમને ઇસ્વરીના ઉપર ઘણો હર્ષ જો. લક્ષ્મણ. ૩
અંબીકાજીની કૃપાથી પુત્ર હો હશે જો;
તમારા મનતણા મનોરથ પુરા થશે જો. લક્ષ્મણ. ૪
પુરળ ગામમાં પવિત્ર ભગ્ત એ વસે જો;
કષ્ટકાળીકા કૃપા કરીને કાપસે જો. લક્ષ્મણ. ૫
દક્ષિણ દેવગઢ તાલુકાનું એ ગામ છે જો;
પીતારાવજીતણું પવિત્ર નામ છે જો. લક્ષ્મણ. ૬
જીલ્લો રત્નાગીરી તે સાગર ઘાટમાં જો;
એમને આનંદી તે અમર રાખો ઠાઠમાં જો. લક્ષ્મણ. ૭
ભક્ત ભગવતીનાએ ઘણા, પુન્યશાળ છે જો;
ગોબ્રાહ્મણતણા તે પ્રતિપાળ છે જો. લક્ષ્મણ. ૮
સંધ્યાકાળ સમે દર્શન એ જાય છે જો;
ગુણગાત્રે શ્વરીતણા ગવાય છે જો- લક્ષ્મણ. ૯
પવીત્ર મંડળી પટેલની ભરાય છે જો;
મનમહારતે પ્રફ્લીત થાય છે જો. લક્ષ્મણ. ૧૦
ભદ્રપુરના પટેલો પુન્યવાન છે જો;
એમને અંબીકાજી ઉપર ઘણું ધ્યાન છે જો. લક્ષ્મણ. ૧૧
એમની ચંડીકાજીકળા ચડતી કરો જો.
આસરવાદ એવો ઇશ્વરી છે માહરો જો. લક્ષ્મણ. ૧૨
સદા ભદ્રપૂર રહો તમે ભાવે કરીજો;
તમારી સાહ્યતો કરે શ્રી ત્રીપુરેશ્વરીજો. લક્ષ્મણ. ૧૩
રાખો હરનીસ આનંદી તે આ ગામમાં જો;
જાય નીરંતર નારાયણીના ધામમાં જો. લક્ષ્મણ. ૧૪
ભણું ગામતણું દુઃખતો નીવાર જોજો;

કામી ક્રોધી તેને ખડગ થકી ધાર જે જો. લક્ષ્મણ. ૧૫
કરણ ભૂપના સરીખા એ દાનેશ્વરી જો.
યથામતીતો આ ગરબી મેં પૂરી કરી જો. લક્ષ્મણ. ૧૬
સર્વે મંડળ શક્તિને પાયે લાગજે જો;
ગીરજાશંકરના ઉપર દયા રાખજો જો. લક્ષ્મણ. ૧૭
સવંત ૧૯૪૪ ની સાલમાં જો;
પોષ માસ સુદી તેરસમલી તાલમાં જો. લક્ષ્મણ. ૧૮

## ભદ્રકાળીની ઠુમરી.

સજન મુખડાં બતલા જારે એ રાગ.

ભાવ કરી ભજો ભદ્રકાળી રે.

આઇ અંબે છો અકળ કળીત આરાસુરવાળીરે ભાવ કરી.

પ્રાણીની દાતાકર સુખસાતા.

ગુણ તાહારા સુરમુની મળી ગાતા.
દુઃખ દાસનાં દુર કરો. તમે દીન દયાળીરે. ભાવ. ૧
જાપ જપુંછું હરનીસ તાહરા. અવગુણ અળગા કરજો મારા;
સ્તુતિ કરૂછું સરવેશ્વરી, દુઃખ દેજો ટાળીરે. ભાવ. ૨
બાણ ગદા ઝાલોછો બળીયાં, ઈંદ્રાદીક થકા નવ કળીયાંરે;
સાહ્ય કરો સંકટવેળાએ, બહુચર બાળીરે. ભાવ. ૩
ભદ્રપુર બીરાજો માજી, લક્ષ્મણરાવને રાખો રાજી;
કરૂણાનીધિછો કાળતણો, તમે કાળ કૃપાળીરે. ભાવ. ૪
ત્રીશુળ ગૃહીને ત્રીલોક ધારણી ભદ્રાસુર ભેદ્યો ભવતારણી;
બીજા દુષ્ટને ખડગ ધારીણી, રાખ્યા ખાળીરે. ભાવ. ૫
દેવળે દીન દયાળી બીરાજે, કનકતણું સીંહાસન છાજે;
જોવા જેવો છે ઘુમટ ઘાટમાં, મૂકી જાળીરે. ભાવ. ૬
ઝાંઝ જગ્ત જતુનીતણી વાગે, સમાધીમાંથી સુરમુનિ જાગે;
ઘંટ નાદ ગુઘરાના ઘમકો, ને ઘડીયાળીરે. ભાવ. ૭
સંધ્યાકાળે આરતી થાય, જોતાં દુઃખ સર્વેનાં જાય;
ચક્ષુ હોત તો સેવક ગીરજો નીરખત ન્યાળી રે. ભાવ. ૮

સમરલે અખંડ મહાકાલી, સમદમે શક્તિ મતબાલી. રાગ.

શક્તી રે તું તો સુખતણી દાતા,
અરજ સુણો અંબે મોરી માતા. ૧
અંબીકા તુ વીશ્વ વીશે વ્યાપી,
વાલી તે શ્રી નાથજીને આપી. ૨
ભાવેથી મા ભગત તારી દીધો,
કંદોરો શ્રી કૃષ્ણતણો લીધો. ૩
વલવભટ ભગત ઘણાક હાવે,
ભજન કરે ભગવતીનું ભાવે. ૪
નામ તો નારાયણીનું ભણતો,
તફાવત બંનેમાં નહિ ગણતો. ૫
ભજન ભાવે ભગવતીનું કરતાં,
આવ્યા પોતે તાંહાં ફરતા ફરતા. ૬
પાયે તો શ્રી નાથજીને લાગી,
પ્રભુ પાસે કયું લીધું માગી. ૭
પ્રસન પોતે પાંતળીઓ થાસે,
વારતા તે આગળ વરણાશે. ૮
વલવ મને હરસ અતી આવ્યો,
અંબીકાજીનો ગરબો ગાયો. ૯
સીપાઇઓ શ્રી નાથજીના ઉઠ્યા,
જાણે જમ ઝાલવાને છુટ્યા. ૧૦
હાથ ઝાલીને ઉઠાડી કહાડ્યા,
બીચારાને બહાર બેસાડ્યા. ૧૧
દેવી તણું ભજન કરૂં ભાવે,
માજી કેમ વારે તુ નહી આવે. ૧૨
ધંન્ય છે એ અંબે તુને ઓ સતી,
ભુખ્યાતણું મુખ તું જોતી નથી. ૧૩
ચંડી તેં તો ચંડમુંડ ચોળ્યા,

રીસ ધરી રક્તબીજ રોળ્યો. ૧૪
સ્તુતી ગણી સાંભળીને માજી,
કરો હવે ભગ્ત તમે રાજી. ૧૫
અરજ એવી સાંભળીને પોતે.
આવ્યા પ્રભુ વલ્લભની ઓથે.
રાતના તો બાર ગયા વાગી,
ક્ષુધા ભટ વલવને લાગી. ૧૬
ભુખ્યો હશે ભક્ત એવું જાણી,
આવ્યા પોતે પુરૂષ પુરાણી. ૧૭
જેણે હીરણકસ્યપને માર્યો.
પવીત્ર પ્રલ્હાદને ઉગાર્યો. ૧૮
મગસતણો લાડુ લીધો ઝાલી,
શ્રીજીબાવા બાહારે આવ્યા ચાલી. ૧૯
મુસ્તકપર મોર મુગટ ધારી,
ભરી લીધી ત્યાં જળની ઝારી. ૨૦
પ્રસાદ પવિત્ર પ્રભુ લાવ્યા,
પાસે પોતે વલવની વારે આવ્યા. ૨૧
ભગતપર ભાવ ઘણો જેને,
આપી દીધો લાડુ તરત તેને. ૨૨
ઝારી પછી જગતતણા નાથે,
આપી ભટ વલવને હાથે. ૨૩
થયા અંતરધ્યાન પ્રભુ જ્યારે,
ચીંતા થઈ બ્રાહ્મણને ત્યારે. ૨૪
ગયા ક્યાં મહારાજ મુને મુકી,
રહ્યો દરસન કરવા ઝુકી. ૨૫
દયાનીધીદાસ ઘણો દુઃખી,
પાય પડવું હું ગયો ચૂકી. ૨૬
સ્તુતી પ્રભુ ધ્યાન વીશે લેજો,
પ્રાતસ કાળે દરસન તો દેજો. ૨૭

પાતલીયાજી પાયે તુને લાગું,
રૂદયમાં રહોનીસ એ માગું. ૨૮
પ્રભાતે ઉઠી મુખીયા આવ્યા,
સેવામાં શ્રી નાથજી નાયા. ૨૯
જોયુ પોતે મન વીશે ધારી,
અહીયાંથી કયાં સુવર્ણની ઝારી. ૩૦
એવે આવી વાત કરી હાશે,
ઝારી બાહાર બ્રાહ્મણની પાસે. ૩૧
કોને ધ્વીજ કયાંથી તમે આવ્યા.
ઝારી ચોરી મંદીરની લાવ્યા. ૩૨
વલવ કહે ચોરી નથી લાવ્યા,
મને પ્રભુ આપવાને આવ્યા. ૩૩
દોષ તો ના દેશો તમે અમને,
ચાલો હુ દેખાડું બધુ તમને. ૩૪
વલવને તો મંદીરમાં આણ્યો,
આનંદનો ગરબો ગાવા માંડયો. ૩૫
ચરણ એક ચંડીકાનું ગાતો,
દરશન આઇ અંબે તણાં થાતાં. ૩૬
પણ નામ જો નારાયણનું આવે,
દરશન થાય ભગવાનનાં ભાવે. ૩૭
વલ્લવ કહે પાયે હું તો લાગું,
બંને પાસ આટલું હું માગું. ૩૮
દેવી તુ છે દીનની દયાળી,
આપોને શ્રી નાથજીને વાળી. ૩૯
કૃપાનીધી કષ્ટ તમે કાપો,
કંદોરો શ્રી અંબીકાને આપો. ૪૦
રાખવાને ભગતતણું બાનું,
કહ્યું તેનું બંને જણે માનું. ૪૧
કંદોરો શ્રી અંબીકાએ ઘાલી,

વાળી વિશ્વ આધારને આલી. ૪૨
આવી વસ્યા ભદ્રપુરે માજી,
કરો લક્ષ્મણરાવને રાજી. ૪૩
ચડાવ્યો છે વરઘોડો મા તારો,
દુઃખ તમે તેમનું નીવારો. ૪૪
કામતો કૃપાળીતણું કરતા,
હરસ અતી મન વીસે ધરતા. ૪૫
દેવી તમે દુઃખ તો નીવારો.
શોધી મહા પાપીઓને મારો. ૪૬
નીંદા કરે મનમાં પાપ આણી,
લે જો તેને ત્રીશુળથી તાણી. ૪૭
દુષ્ટ અતીસેને દુરાચારી,
મુવા હશે જનમના જુગારી. ૪૮
નારાયણીની નીંદા કરતા,
મોટા થઇ જગત વીશે ફરતા. ૪૯
વદુ હું તો ઇશ્વરી એ વાણી,
પાપી હણો હરસ અતી આણી, ૫૦
નીંદા જો આ મંડળીની કરશે,
પાપી તે વીના મોતથી મરશે. ૫૧
શીખે સાંભળે ને ભણે ભાવે,
તેની વારે અંબીકાજી આવે. ૫૨
દેવી દુઃખદાશનાં નીવારો,
કર જોડી કહે ગીરજ્યો સેવક તારો. ૫૩
કાકેશ્વરી કરૂણા તમે કર જો,
સંકટ સુરદાસ તણાં હરજો. ૫૪

**સમાપ્ત.**

# આશ્રય પત્રક.

| | | |
|---|---|---|
| ૧૦૦ | મે. લક્ષ્મણરાવ રાવજીતાવડે ફોજદાર સા. | ભાદરણ. |
| ૧૫૦ | મે. બાળ કૃષ્ણ ગણેશ ના. ફોજદાર સા. | ,, |
| ૫૦ | સ્વામી શ્રી સદા આનંદ | ,, |
| ૫૦ | પા. ઉમેદભાઈ ત્રીકમભાઇ. | ,, |
| ૨૦ | રા. રા. ગણેશ ગદાધર કારકુન. | ,, |
| ૧૦ | રા. રા. તલસીભાઇ મથુરભાઇ. | ,, |
| ૧૦ | રા. રા. ભુલાભાઇ ગોવિંદભાઈ. | ,, |
| ૨૦ | રા. રા. તલસીભાઇ બકાભાઈ. | ,, |
| ૪ | રા. રા. મણીલાલ ઉત્તમરામ ફો. સી. ના. સુ. ઓફીસ. પેટલાદ. | ,, |
| ૪ | રા. રા. બાપુરાવ આનાજી કારકુન. | ભાદરણ. |
| ૫ | રા. રા. ભીખાભાઇ ભલાભાઇ. | ,, |
| ૫ | રા. રા. પુરૂષોત્તમ જેઠાભાઈ લાલાજી. | ,, |
| ૫ | રા. રા. છોટાભાઇ ખુસાલભાઈ. | ,, |
| ૧ | રા. રા. ગોવીંદરાવ ચીંતામણ અવલ કા. | ,, |
| ૧ | રા. રા. એકનાથ ભગવંત બડવે. | ,, |
| ૧ | રા. રા. હાથીભાઈ જીવાભાઇ. | ,, |
| ૧ | રા. રા. છોટાલાલ વાઘજીભાઇ. | ,, |
| ૧ | રા. રા. ગોવરધનભાઈ વાઘજીભાઇ. | ,, |
| ૧ | ત્રવાડી—અંબા લાલજીભાઈ. | ,, |
| ૧ | રા. રા. વલવભાઇ. | વાલવોડ. |
| ૧ | રા. રા. હરીભાઇ ઝવેરભાઇ. | ભાદરણ. |
| ૧ | રા. રા. મણીશંકર છગનભાઇ. | ભાદરણ. |
| ૧ | રા. રા. કારકુન. માણેકલાલ લક્ષ્મીરામ | ભાદરણ. |